ચોપાઇ નગનારી નમી લાગ્યાં પાએ, શીખ માગીને થયા વિદાએ; શોંપ્યું ધન ઘરૂણી વાશીએ, પછી વાડવ ચાલ્યો કાશીએ. રાંણી રાએશું આનંદ કરે, હઇડે હોંશ અદકેરી ધરે; ખાએ પીએને દીન નીરગમે, કરે ચેંન જેમ મનમાંગમે. પ્રાતુશકાલ સમે પરવરે, રાજ સભા ભણી સાંચરે; કુંતી ભોજને હરખ ન માએ, રખે રાએ નગરથી જાએ. એમ કરતા ગયા બહુ દીન, રાજાનું માંન્યું બહુ મન; પ્રતીહાર નામે એક પંથીઓ, ચતુર પણ મનમાં ચેતીઓ. તેણે તો માંડી પડપુછ, તેને મનછે અદકી શુધ; રાત દિવશ હલકારા કરે, સઘળી વાત તો મનમાં ધરે, આંખે કાણાને વામખો, ભુંડાવાળને લજામણો; હડી હથોને ટુંકોશોએ, કઉતક દશ લખણો શોએ. રાણી મોહોલ તણો પ્રતીહાર. રાત દિવસ નવ છાંડે ડાર; ગયા આવવાની સુધજલે, ખબર જઇ રાજાને કેહે. એમ કરતાં ગયા બહુ દીન, ચેત્યો પોળીઓ તે મન મોટી વાત મનમાં તે લહિ કો આગળ તેણે નવ કહી વરશ અઠી તો વહીને ગયાં થઇ ચાર ગરમાં રહયાં તે દાહાડે એક કઉતક થઉં સેહેજ વાતમાં લક્ષણજ લહુ એક સમે બેઠા રાજન ગોર પધારયા તેને દીન મહીપતીએ દીધું બહુ માંન આપયાં બહુ આભુશણ દાન પુછે ધરમ ધોરીધર ધણી કોહો કુંવરી કેટલી એક ભણી શા ગરંથ શીખી ગનાન કવિત ભાષાને સંગીત તાન કાણાદ કોકને નહી શદ નામ કોહો વાત જેથી સુખ થાએ.

દોહરો ભરામણે વાંણી બોલીયો સાંભળ રાજા કરણ તાહારી કુંવરીને મંદીર ગયાં મને વરશ થયાંછે ત્રણ બત્રીશ લક્ષણ બેટડી ને બાળા બુધ્ય અપાર શીખી બાધા સરવને ને મેં એ છો । ડાર ભરાંમણ ભોળે ભાંખીઉં બોલી ન સકે બોલ સવળાનું અવળુ કરે શાંણી શાંણી થઇ સાક્ષાત એમ કરતાં માનો નહી તો તેડાવો પ્રતીહાર શીખી બાધા સરવને મેં છો યો તે ડાર પછે પરદેશડ હું ગયો નેએ કરયું મેં રૂડુ કામ કાશી વીસ્વેસ્વર હું ગયો જેનું નીરમળ નામ

ચોપાઇ એહવું કહીને ભરાંમણ જામે પરધાંનને તેડાવ્યો રાયે પરધાન આવ્યો તેણે દીશ આવી રાયને નામ્યું શીશ જાઓ તમો

બેટીની પાસ જઇ કહજો અમારી આશ ચંતા મનની તજજો તમો વર રૂડો ખોળુંછું અમો શીખામણ દઇને આવજો પ્રપરતી ઉત્તર તેહનો લાવજો પ્રધાન પધારયા રૂડી પેર આવ્યા કુંવરી કેરે ઘેર મેહેતાજી મેહેડી ઉપર ચડયા કુંવરી કેરે દ્રષ્ટ પડયા ઉભી થઇછે માની લાજ ભલે પધારયા રાવળરાજ કીઆ દેશના વાવાઇયા રાજ પરધાન મોહોલે આવીઆ વાત જાણુંછું સરવે અમો ખબર જોવા મોકલીઆ તમો અલખ જે કરૂછું આપ તે રાએ પરધાન કેરે પરતાપ.

દોહરો પરધાને જોઇ પદમણી મનમાં થયો અચેત નવ પલવ થઇને રહી જાણે વરખા રૂતુનું ખેત શોભે સરોવર જળભરૂં અતિ કમળ ઝળકે જેમ કોડે તે ઉપર ભમરો ભમે જુવંતી દીઠા જોડ નેત્ર દીઠાં ચપળશું ગલથલ અતી અનુંપ નઉતમ ઉતમ નર તાં વીશમે પામ્યો ભુપ ફળફળે જેમ વનવાંખે જેમ સાગરની લેહેર ફાલી ફુલી વનસ્પતી તેન કામની દિઠી કેર છે પરશેવ કો પુરૂષનો વંધ પામી એ જાત જે ખોદશે તે પડશે માહારે શાની વાત એકતો બેટી રાયની બીજી જાતે નાર જે કરશે તે ભોગવશે મારે આ વેહેવાર છાનું રાખ્યું નવ લહયું રાએના ચલાનું બુધ લાકડે માંકડું વળગાડીએ જેમ રેહે દોણીમાં દુધ.

ચોપાઇ વજીર વળતો બોલે વાંણ સાંભળ ચતુરાં ચતુર શું જાણ રાજાને સાંભરીયાં આજ ખબર જોવાને મોકલયા કાજ કહુ છે માનની ચંતા તજજો તમો વર રૂડો ખોળુંછું અમો દેશ વીદેશે લખાવીશું ખાઓપીઓ દીન નીરગમો.

દોહરો કુંવરી બોલી રીશશું સાંભળ ડાહ્યા શેઠ વાત કરો વરવાતણી તો પાળી મારૂં પેટ નર નથી માહારે જોઇતો નથી પરણાનાં કોડ વરત કુંઆરે ઓચરૂં વરતમાં બેશે ખોડ જઇ તાતને સંભળાવજો જેમ ચડે નહી રીસ મેહેતા તાતનું માહેરૂ તારારે ખોળે શીશ રાજામાં તો સાંન નહી સઘળું સુણે કાન રાજ બુધ પરધાનને માટે માગુ માન વણીક સમો તો કોઇ નહી વણીક સમો નહી રંક વજીર ઘેર નહી વાણીઓ રાવણે ખોઇ લંક.

ચોપાઇ   કેહે પરધાન સાંભળરે મતી એમાં કોનું ડાપણ નથી જે લખ્યું હોએ કરમજ માંહે કોટી ઉપાએ બે ટું નવ થાએ આગના આપુ તો સાંચરૂ કામ રાજ દરબારનું કરૂં શીખ માગીને શેઠજ ગયા રાજ સભામાં આવી રહયા રાજાએ દીઠો પરધાન ઘણું બોલાવી દીધાં માન બેટી લાડકવાઇ જેહ શું બોલી મુખમાંથી તેહ ત્યારે વજીર મન વિચાર કરે સાચું બોલે અરથ નહી સરે વણીક જાત તો ડાહી હોએ તેને કળી નવ શકે કોએ પરધાન વિચારી બોલે પેર તમોને મળવા તેડયા ઘેર કહયું તાત મળવા આવજો આભુષણ રૂડાં લાવજો ળી બીજું કહું કરજોડ પરણાનો નહી મારે કોડ.

દોહોરો   કુંતીભોજ મન કળ કળયો શું બોલી એ બોલ હું મોહોલે જાઉં કુંવરી તણે એમ ઉઠયો તે તતકાળ રાએ, પધારયા માળીએ સનમુખ આવ્યો ત્યાં પ્રતીહાર નરપતને ચરણે નમયો જુગતે કરયો જુહાર. મોહોલે બેઠીતી માનની વેગે કીધું વાણ કુંવરી જી તમો સાંભળો આંહી આવેછે રાજન સણગાર સરવે તતક્ષણ તજયા તજાં મુખ તંબોળ પણ કેમ કરી જોબન તજુ. થઇ રહયો રંગ માં રોળ મુખ તજયું જાએ નહી તજી ન જાએ જાત તજી ન સકું ચાતુરી જેમ બીબાંની ભાત રાએ પધારયા રીઝમાં કુંવરી ઘેર લઇ જાઓ લાડ કુંવરી લાડકી વાહાલી મુજ નીરેક છત્રપતી વર જોઇશું દુઃખમાં ધરશો લેશ બેટી બોલી બાપશું શાંને ખોળો ગામ વરત કુંઆરાં ઓચરૂં પરણાનું શું કામ પરણામાં કાંઇ સુખ નથી નહી કરૂ એ કામ માળા કરમાં રાખશું જપશું હરીનું નામ.

ચોપાઇ   વાત કરતાં દીઠું મુખ રાજા મનમાં પામયો દુઃખ માંનુની બાળનું નહી એ મુખ પરવેશ થયોછે કોઇ એક પુરૂષ કોઈ નર સાથે નારી એહ એ વાતમાં નહી સંદેહ જેમ બેઠો તેમ ઉભો થયો વણ શીખે તે મહિપતી ગયો ઉદદનિ કુંવરીને શું કરૂં મોહોટી વાત હઇડે કેમ ધરૂ એકાંતે જઈ આસન કરયુ પરધાનને તેડું મોકલયું રાજામાં લક્ષણ છે બત્રીસ જેને ઘેર તરૂણી છે વીસ કામ શાસ્તર જે ભાવે ભણે અસ્ત્રી ચરીત્ર ગણીતમાં ગણે માહાકોટાદીક વીકરાળ થયો કામાતુર શરીખો કાળ એકાંતે જઇ આસન કરયું પરધાનને તેડુ મોકલયું

વજીર માહારા સાંભળ વાત આજ મેં દીઠો ઉતપાત તન્યાનું મેં નરખ્યું ત ા ધીરજ નથી રેહેતું માહારૂં મન પુરૂષ પરવેશ જાંણું છું થરો નર કોઇ એક માળીઆમાં ગયો.

દોહરો વજીર સુત વાંણી વદે ઘેલું બોલો ભુપ વરસ થયા વરધ પામીએ એક જોબનને બીજુ રૂપ રતે વનસ્પતિ વધે નરનારી ને નેક એમ કરતાં માનો નહી તો તેડાવું પ્રતીહાર તેને પુછો પ્રીતશું શાચું કેહેશે તેહ.

ચોપાઇ પતીહારને તેડું મોકલયું તતક્ષણ આવ્યો તે એકલો શાચી પુછુ છાની વાત જુઠું બોલીશ તો ખોઇશ પ્રાંણ સાચી વાત ઇશ્વરને ગમે સાચે સીધી શોકજ સમે કુંવરી મોહોલે અ વે છે જેહ સાચું બોલી બતાવો તેહ.

દોહરો પ્રતીહાર બોલે પ્રેમશું સાંભળ રાજા વાંણ પણ સત વચન કેશું અમો તો થાશે મોહોટી હાણ વેર વડાશું નર કાજીએ વડી નવ કીજે વાત વડા તણી વડવાડમાં રંક માણગની ઘાત રાજા કેહે પ્રતીહાર સુણો સાચી વાત બતાવ જો હોએ તે બક્ષીશ તુને તું પાર હમારો કોલ.

ચોપાઇ વરધ પ્રતીહાર વળતું બોલીઓ મન તણો પડદો ખોલીયો એક રાજકુંવર ઉતમ આવિયો તે ભુપતી તાહારે મન ભાવિઓ મહિપતિએ રાખ્યો મંદીરમાંહે તે રંગ મોહેલમાં નીસ્ચે જાએ કુડ કપટ ભાવે નવ ભાળીએ જતાં આવતાં તે નાહાલીએ નાએ અન્યાએ નવ જાણું અમો વિચાર કરિને સમજો તમો તે તણી વીમાશન હોએ અવર બીજું નવ જાણે કોએ સચી વાત તે મેં કહી તુને બીજો હોએ તો મારો મુને એમ કહીને પોળીઓ જાએ નરપતીને મન ચંતા થાએ.

દોહરો પેર જે પ્રતીહારે કહી જોબનવંતીએ સઘળી લહી જઈ કહ્યું તે માળીએ જેમ ચેતાએ તેમ ચેત વેળા વંઠી આપણી ઉતારો બાપનું હેત જઇ ચેતાઓ રાયને ઉગારો એનો પ્રાણ મુજ માટે એને મારશે થાશે મોહેટી હાણ જઇ રાંણિએ કાહાવીઉં કરી રાયને જાણ બેએ સુત ત્યાંહાં આવીયો પુરૂપ પક ચતુરશુ જાણ રાએ જીવો

તો રાણી ઘણી નરપતને શું નું ન પધારો પરદેશડે જો પ્રગટ હોએ પું ન તાત કેદ તે હું. સુગ્રીવ સમજુ ધરશું શીવ તમો જાઓ ઉગારો પુરપતી જાઓ તમો આ દીશ મહીપતી કેહે સુણ માનુંની હું નવ છાંડુ આ ઠોર લાજ જેહને માહેરી જે નામ ધરા એવું ચાર નાહશું નહી હું હાંવકી જેમ કરમ કરે તેમ હોય એક વાર મરણું સહી ચરજી જીવી નહી કોએ.

ચોપાઇ તું ખરો ક્ષત્રી કેરો તંન માનુંની કેહે માનું મુજ મન મુજ માટે તમને લગે હત્યા દોશ મનમાં નવ ગણે એને મન પુત્રીનું ઝેર રાએ અંતશ કરણનો ખાર તારે હાથે દેઉ વચન તાહારી સાથે પાડુ તન શાગવત કરૂં સરવ દેખતાં વચન વીવેક કામનીએ કહયાં મારૂં ચલશે નો સુકાવીશું નહી તો તુજ સાથે આવશું સામા હમને શીખજદો હેલો જુહાર અમારો લા રાંમા કેહે સાંભળરે રાએ ચતુર મનમાં નવ આણશો ચંતાએ પરખશાત્તર જો પરમન હશે તો કુશળ કલ્યાણ આપણું થશે માગી શીખને મહીપતી ગયો રાજા રાજ સભામાં ગયો બેઠો સનમુખ ભુપતજ ભણી ન આવ્યો બીહીક મનમાં ક્રોધ તણી.

દોહરો રાજા કેહે વજીરને શો કરવો ઉપાય વાત બાહાર નવ નીકળે કામ આપણું થાય ધન રાજા વજીર વાએક વદો વાણી તું માહારી સુણ તમને ગમશે તે ખરૂં કેહે ૧૨ છે કોણ મહીપતીએ મન વિચારીઉ તેડયા એવા ચંડાળ રાત સમે લઇ નીસરો આંગો એ હેનો કાળ લાવો નીશાંની બે નેત્રની જેમ અગન દાઝે હોલાએ જન ક્રોધ રખે સુણત્રું એનીપેરે બોલ્યો રાય.

ચોપાઇ એવી કીધી છાંની વાત અરૂણ થયો પડી છે રાત રાજાયે તેડયો રાજકુમાર પાસે પતીત ઉભાછે ચાર એની સાથે સાંચરો આયુધ સરવે હેઠાંધરો પાળા થઇ જાઓ એનીમાથ ફરી ન પુછશો બીજી વાત જાઓ રાખી પોતાનો ભાર રાજા બોલ્યો એણીવાર કુંવર મનમાં સમજયો સહુ ખેદ પામ્યો તે મનમાં બહુ.

દોહરો રાજકુંવર વળતું વદે હું ગાંજયો કેમ જાઉ જે કોહો તે હાજર કરૂં જે લુણ તમારૂ ખાઉ લુણ હરામી જે કરે કરે જે વીસ-

વારા વાત મીત્રશું કપટ કરે દાશી તેની માએ પાપ તો પૃથ્વીમાં છે ઘણું લક્ષ લક્ષાધી કોડ ગુરૂ લોપીક વીદયાતણો લુણ હરામીની જોડ તે માટે હું સંચરૂ જાણીશમાં અજાણ જે કોહો તે હાજર કરૂ મારે હાથે પરાણ

ચોપાઇ જાઓ તમો ચારેની સાથ ઝાઝી શાંને કરો છો વાત છોડી મુકયાં છે હથીયાર રણમાં ચાલો રાજકુમાર પાંચજણ મારગમાં પળા વજીર વાટમાં જઇ તેહને માળા.

દોહેરો પરધાન કેહે પ્રતીહારને સુણો માહારી વાત કુંવરી રાજાને કહે તે તમો સુણજો કાન કામ હમારૂ હઇયાં નથી કામ તમારૂ થાએ શામા કેહે તે સાંભળો ઉગારો એ રાય.

ચોપાઇ એવું કહીને પાછો ફરે જ્યાંહાં ચતુરાં બેઠી ચીંતા કરે એટલે ત્યાંહાં આવ્યો પ્રધાન માનુંનીએ દીધાં બહુ માન ખોળ ઉપર મુકયું શીશ ઉગારો હમો આણે દીશ તાત તમોને ભ્રાતજ તમો તમ થકી ઉગરીએ આજ.

દોહરો કેહે પરધાન સુણ પદમાવતી વેગે વાર ન લગાડ શીખામણ દઇ મોકલો કોઇ એક તેડવા જાયે પશાએ કરો પતીતને નેં ભાવટ તેહેની જાયે હું મંદીર જાઉં માહરે તારે ગરજ પડે તો જાગ કાહાડી મેહેલ તારા કંથને કહીએ ન આવીશ હાંએ જો જાણે એને જીવતો નો તમને મારે ઠાર.

ચોપાઇ એમ કહી ગયા ધનરાજ કામ સરયું કુંવરી કેહે આજ એકાંતે દાશી તેડીયાં ગુણકાભણી પંથે ખેડીયાં તે ચતુર ગુણકા ચંદરાવળી શીઘ્ર તેડે છે પદમાવતી અરજ કરવાનું કામજ નથી દડબડ શું ગુણકા ડદબડી પદમાવતીના મોહોલે ને ઘડી શા કામે મુને તેડયાં આજ સુજ સરખું કાંઇ દીસે કાજ પદમાવતી લાગી છે પાએ હોલવ આજ અમારી આગ આજ સંકટ મારે અતીઘણું તેણે કામ પડયું તમતણું એક રાજકુંવર મેં છાંનો વરયો તાત ભુપતી બહુ કરોધે ભરો તે તણું છેદાવે શીશ પતીત પાડવીયા આણેદીશ વાર નથી લાગી કાંઇ એવડી હજુરમાં લઇ ગયા આ ઘડી છાના ગયા ન જાણે કોએ પ્રધાનને પ્રીછવીયા શોચે તેને જઇ ઉગારો તમો અંતરશ

.ણુથી કહુ છું અમો રખેરાએ નગરથી જાયે તેડી લાવજો તમારા .હોલજમાંહે.

દોહોરો વળતી ચંદ્રાવળી વદે તું છાંડે રામા શોક ઉગારૂં નહી એહને તો મુજ મુકરીત થાજો ફોક તેડી લાવું તાહારા કંથને લાવું રૂડી પેર ખબર જોવા તું મોકલે હવડે માહારે ઘેર જો ન લાવું રાયન સાંભળ તરૂણી તું પતીત હજો જો કંથને તો તું હણુંજે મુજ કાએ રાન માં દુઃખ રખે ધરો છાંડો મન ઉચાટ જાણજો મહીપતી મોહોલમાં મનમાં કરો ઘેવાટ.

ચોપાઇ એવું કહીને ગુણકા જાએ રામા જઇ પોતી રણમાંહે પતીત ઉભા છે રણમાં ચાર પાસે રૂડો રાજકુંમાર એટલે ગુણકા ઉ-ભી રહી ચંડાળોની ચરચા જોઇ રાતસમે શા કામે આવીયા લાખે-ણા નર કોણ લાવીયા રાજ કુંવરીને ચડી છે રીસ તમો ચારનાં છેદ શીશ રાજ બીજ કેમ મારો જાય જેની તારૂણી કુંવરી થાયે રાત સમો મુકીદો કામ હોએ તે મુંજને કોહો વળતા બોલ્યા તે ચંડાળ અમ શીર આવડી શાંની આળ કુંતીભોજે જે કોલજ કહયા તે અમથકી કેમ થાએ પરો લાગ્યું પાપ અમોને બે પેર ચેતાએવા પરધાને ઘેર જે કોહો તે અમો કીજીએ મુક કેહેતો મુકી દીજીએ ગુણવંતો ફરી આવે ગામ તો હું લઉં તમારૂ નામ તારે ગુણકા તેતો હશી એ વાત તો મારા મનમાં વશી કુંવર દેશ વીદેશે જશે સકી પતી મારો જાણશે એ વાતની શી ચીંતાએ જેમ તેમ કામ તમારૂ થાયે સોનાની મોહર શેંચાર વેહેંચી આપી તેણે ઠાગ પતીતો હઇડામાં હરખીઆ જારે હેંમ ટકા હીણુ નરખીયા રાજાની તોકીધી રક્ષા મરગ મારીને કાહાડી ચક્ષ

દોહરો હોમ ઉમારે સરવને જો કોપ્યો હોય દૈવ હું બલીહારી જાઉ દમડા તણુંે જેણે ઉગારો જીવ વેરી આવી શેવા કર પરનારી વશે થાયે જેહેને દમડે ગાંઠ છે તેને શી ચંતાએ ચતુરાઇને ચપલાઇ ડાહાપણ બુધને શુધ કામણમા વણ વશ રણ જેને દમડા હોયે હાથ દમડો વાહાલો દેવને દુરલભમાંનો તેહ જે દેખી મુનીવર ચળે તરૂણી પસારે હાથ અવર વશીકરણ શું કરે વડું વશી કરણ ગરથ અથવા મોહોટા અધી .તી જે જાણે ચરત હોયે.

ચોપાઇ પતીત શીખ માગી સંચરયા નગર ભણી તે પરવરિ જ. રાયેને કહયાં વચેન જુહાર કરી બોલ્યા તે દીન રાજા આગળ જઇ જોડી હાથ મરગતણી દેખાડી આંખ ન કરશો કોઇ આગળ વાત કરશો તો તમને હરિશું ઘાત એ વાત એટલેથી રહી રાજકુંવરની શીગત થઇ હવે રણનાં ઊભો રાજકુમાર તેણે ગુણકાને કરયો જુહાર હમો જાશું દેશ વાદેશ નારી તમો કરો પુરમાં પરવેશ પરણાંમ કરીને કેહેજે જઇ લખ્યું હતું તે વાતજ થઇ.

દોહોરો ત્યારે ચંદરાવળી વળતી વદે રાએ તું શોક મનનો ટળો મુંજ ઘેર આવો મહિપતી તું વાચા હમારી પાળ ઉનો વા વાશે નહી કોઇ ન લે તમારૂ નામ પ્રીતધરીને રાયજી પધારો અમારે ઠામ તમો પરદેશી પંખીયા વળી કોમળ તમારાં હાડ આવો પધારો ઘેર માહે રે હું માનું તમારો પાડ.

ચોપાઇ મેં પદમાવતી શું પરઠી છે હોડ લાવું ઘેર પોહોચાડું કોડ તે માટે માહારો કોલજ જાયે બીહીક તજી ઘેર આવો રાયે હવે હરી કરે તે થાયે આ શમે ઉગરાછો રાયે સમજો મનમાં ચતુર શું જાણ આ પ્રેમદાએ ઉગારો પ્રાંણ અણીયે ઉગાયો મારો જીવ ના કહું તો કોપે દઇવ.

દોહોરો તારે હોનાર પદારથ જે હશે થાશે તે પરકાશવચનના લોપુ નારનું મનમાં કરા વિચાર મનમાં રીઝી બે ચાલીઆં આવ્યાં તે નગરની માહે ઝલહલતુ ઝળકિ રહયું ગુણકા કેરૂ દ્વાર દાશી દાસ તેને ઘણાં નેમાં ખાશી દાશી સાઠ સુંદર આસન બેસવા કનક હીંડોળા ખાટ એ ઉપમા કવિ શી વદે દીશે લીલા વીલાશ ખાઓ પીયો દીન નીરગમો શુખે રહો મુજપાસ શાક પાકને ઘી ઘણાં લવંગ સોપારી પાન પલંગ તળાઇ ઓશીગાં રંગતણી ત્યાં રેલ પદમાવતી એ પાઠવી દાશી જોવા એક રોયે આવ્યા કે આવશે જુઓ કરી વીવેક દાશી આવી એકજ ત્યાં જયાં ગુણકાનો વાસ રાજા દીઠો રીઝમાં પોતી મનની આશ ચંદ્રાવળી વળતી વદે શબ્દ જુવંતી તું જા મહીપત આવ્યો મોહોલમાં જાતું વધામણી ખા દાશી ધણી ત્યાં ગઇ બધી સાંભળી કહું વાત રાજા આવ્યો મોહોલમાં મેં દીઠો

કરી શાક્ષાત, ત્યારે મુગતા હાર હીરે જડ્યો; જળહળ તેજ અપાર. આપ્યો મેં ડ થકી કાહાડીને, નાહાલ કરી નેં નાગ; ભાવટ ભાગી દાશીની. બહુ પેરે દીધાં માન. માહા ઓછવ કીધો મેહોલમાં, જાચકને દીધાં દાન; સણગાર સર્વે મોકલા, ચંદરાવળને ઘેર. બાઇ તુજ પરતાપે આવીયો, તું રંપે રૂડી પેર; ચરઆં ચોળી શોભીતાં, નારિ કુંજરનાં ચીર. અદકું તુજથી કઇ નથી; તુ લાવિ નણદી વીર.

ચોપાઈ એમ કરતાં વીત્યા બહુ દીન, માન્યું રાજકુંવરનું મનઃ ચંદરાવળીના મંદીર મહે, સભા ઇંદ્રના સરખી થાયે. પદમાવતીનિ જયાંહાં છે માએ, જઇ રાજાએ સોંપી વાત; શીખામણ કુંવરીને દો, સમજાવિને પાસે લો. આજ સુધી મેં વીપીત વાત, સાચી માની મેં સાક્ષાત; ગેરે મંદીર તજુએ તણું, બીજું જે પરધાને કહ્યું. તીજું જે કહું પ્રતીહા, તે માહારા મનમાં નીસ્ચે લહું; ચોથીવાર મેં જોયું દ્રષ્ટ, માંનું નરખી પડ્યો કષ્ટ. પાંચમું પરણાનું કારણ નહી, તેણું મુખે મુજને ચીંતા થઇ; મેં એક કીધો મોટો ઉતપાત, કીધો રાજકુંવરની ઘાત. અની. અનેકીક એનું રૂપ, એ માટે મેં મારયો ભુપઃ સુરજ કાંત સાંભળીને રહી, રાએ ત્યું બોલવા તતપર થઇ, મારી બેટી એવે નવ હોએ, શા અવગુણ બોલો છો માહે; નથી મુંજ બેટીનો વાંક, શા માટે મારયો એ રાંક. શરણ આવો હું તો રાજકુંમાર, નરખી રાજા થયો નીરાશ; કોઇક નાગરનો આવ્યો ઘેર, હવે મોટાનું થાશે વેર. કુંવરી મોહોલે જાઓ આજ, દો શીખામણ તારે લાજ; એહેવું કહીને ગયો રાએ, પુત્રીના પાસે ગઇ માએ. બેઠી ચતુરા ચતુરશું જાણ. કોટ ઉપર ધરયો છે હાર; મળાં માત હેતે દીકરી, અધિક હેત ઓછગે ધરિ. શા છે સમાચાર તુજતણા, મને સાંભળવા મનોરથ ઘણા.

દોહરો પદમાવતી ગલગલ, આંખે આંસુધાર; બાંધી શાને કાજે સરજીઆં. ધીક ધીક મુજ અવતાર. મારો રાજા મહીપતી, મેટું પુરણ પાપ; મુજ માટે હત્યા કરી, એવો ચુરખ બાપ. તારે માતા બોલી રીઝમાં, શીખખ ભરે છે તુજ; પણ જોવા માટે આવીયાં, તે તમો કો હો મુજ. વળતું બોલાં માવડી, તું છે ચતુરશું જાણ; રોશ તજો સમ

માહરા, જે સરજ્યું તે પરમાણ. ખાઓપીઓ દિન નિરગમો, રમો સખીઓની સાથ; શીખામણ દઈને વળાં, પછે આવાં મંદીર માત.

ચોપાઈ શીખામણ દઈને જનુંની જાએ, સનમુખ રહીને પુછે રાએ; રાણી જોઇને પુછે નામ, કાહા પુત્રીનું નરખ્યું રૂપ. હશી નારશું બોલ્યા ભુપ, રાંણી કહે રાજજી સુણો; ભુંડા વાત મુજ શાને ભણો, જેવી તવી પણ બેટી થાયે. રૂડે ઠામ પરણાવો રાએ. રાએ મઞા સાંભળીને વાત; તેડા એવા રાવત સેહેસાત. કુંવરી કેરે મોહોલે સંચરો, રાત દિવસ ત્યાં ચોકી કરો. પુરશ નામે કોઇ ન સાંચરે; એવા બોલ સાંભળીને ગયાં, કુંવરી મોહોલ જઇ ઉભા રહ્યા રાજાએ તેડાવ્યો પ્રતિહાર, હવે ચુકીશ તો ખાઇશ માર; એક ગુનો તો બક્ષીશીશ તુને, હવે ચુકીશ તો જાણીશ મુને. કપટ હોયે તો કરજે જાણ, નહી તો વણ મુટે ખોઇશ પ્રાણ; હેતે સંકટે રાખી બાળ, માથે જેમ બેસ નહી ગાળ. એમ કરતાં દીન જાજા ગયા, માસ આઠ ગુણકા ઘેર રહયા; હાશ વીનોદ મનથી હરે, રાજન રાંણી સાંભરે. રાંણીને નવ ભવે અંન, જો બાંધ્યુ મોટાશું મન;

દોહોરો તારે પુછી પેર ગુણકાલે, ગામ ઠામ શુભ નામ; રાત દિવસ સુખ ભોગવે, મન વાંછીત કરે કામ. બોલે મન આનંદશું, કર નવલ રંગ; પણ હાશ વીનોદ કરે ઘણું, ને કરે ગુણકાનો સંગ. સભા ભરીને રાયજી, કુંતી ભેજજે રાએ; પાંચસેહે પંડીત મળા, જોશી જોશ પુછાએ. કોણ દેશ કન્યા દીજીએ, જુઓ પ્રશન વિચાર; લેહેણું હોએ જે રાએજી, તાંહાં પરણાવું કુમાર. તારે પંડીત વાણી ઓચરા, એક કરોનિ કામ; પણ મેળાપ આવે તે કરો, લો વક કંન્યાનું નામ. વાત ગેષ્ટા હેવી કરે, હાશ વીનોદક થાએ; પછે પરદેશથી તે સમે, આવી એક ગુણકાએ. શુભ જોબન વરશ સોળમાં, ગુણકા જાતે શુખાશ; શત ગંધ્રપ સાથે ફરે, શાહેલીસે સાત. રૂપ શરૂપે આગલી, સંગીત શાસ્ત્રશું જાણ; પણ કોક શાસ્ત્રની ચાતુરી, તેમાં તે પરમાણ. મેહ ઉપજાગો માનુંની, કામ શરૂપી નામ; રાજ સંભારી ઝીલ્હિ, આવિ તેને ઠામ. પરગાંમ કાંપો રાયેને, વિપ્રને નામું શીશ; અવીચળ રાજ તાહારું જીવ જો કરોડ બત્રીસ. તારે મહીપત ચીઓ

નનવીખે, ચીતર લેખ સહુ થાએ; નારી નહીણે નીરખતાં, તે નરખી નહી જાએ, અન ઉદકલો પાન ફળ, મન ગમતાં ભોજન નાચ કરો પછે નરથકી, રીઝી કેહે રાજન. પરધાન આદે પંડીત સહ, રાણીને વળી રાએ; નાનું મોટું નગરનું, સહુકો જોવા જાએ. શોભા જોતા રીઝમાં, શારંગીનો અવાજ; તાલ કરીને તંબુરો, જંત આદ પખાજ રંભાની શોભા ઘણી, મોડા ગુણકાએ નાચ; વસ્ત્ર પહેરાં ચકમાંહે જઇ, તે સુકડ કેરે તાસ. અગ કીધા કેશરી, પીમલ પુસ્પ અપાર; ભમે ભમરો બહુ ભાતનો, ધરતી નવ ધરે ભાર. લીલાં પીળાં કારમાં, કીધા અતી ઉચાએ; પુંદડી પ્રરતી નીસરી, શોભે તેની અભાઓ. સરવ જણ વીશમે થયા. જાણ્યો રખ્ય વીવેક; સકળ સભા નરખે સહુ, પણ કોઇયે ન પામ્યો એક, લગન અરથી નરત કરે, સહુકો ચુકા જન; સવા પોહોર ફરે પુંદડી, પણ કોઇ ન જાણે મરમ. શુધ બુધ ભુલ્યા સરવકો, જોઇ રાંમાના રંગ; વસ્ત્ર ઉતારાં ચકમાં જઇ, રમત કીધી ત્યાં અંગ. રાજા મન રીઝો ઘણું, આપ્યાં બહુ તોખાર; આભરણ રથ અતી આપીયાં, ભારે ગરથ ભંડાર. અશ્વ. રથને પાલખી, આપાં અતીશે સાર; સલામ કરી શીર ઉપર ધરી, રામા સનમુખ રેહે. એક માસ અહીયાં રેહો, ભુપતી મુખથી કહે; નારી એ નીચું નાહાળીઉ, રાજ ધુણા એવું શીશ મહીપતિ મન ઝાંખો થયો, કરોધ કરી મન રીસ; રાજા રામાને કહે. સાંભળ ચતુરશું જાણુ. સત ન કહો મુંજ આગલે, તું માને તેની આંણ; પ્રેમદા કહે નવ પુછશો, પુછે થાશે અનરથ, સુખ લાગે દુઃખ રાયેજી, હમણાં કોપો તરત; તારે ભુપતી કહે સુંણ ભામની, મુંજ તાત તણો એ કોલ જે હોય તે ખક્ષીશ ગુનો, જો તું સત નહી બોલે બોલ; સભા જોઇ મુખ મરડીઉ, શા માટે તે આજ શામા કહુ સુણો રાએજી, દુઃખ લાગશે કે સુખ; ચતુર નર આવો ચતમાં, તેને મરડુ મુખ. વસ્ત્ર આભુશણ મેએ ધરાં કોએ ન જાણે પાર; તે ચતુર નરે નરખીયાં, તે ઓળખા એવો સુર. મેં સેવક જોયો સામટો, મારૂં ઘર મેવાડ પછમ દેશ મેં પરખીઉં, જેહેનાં કોમળ કાડ. સાગર ત્રટ ચંપાવતી ચંચકશેન રાજન; બત્રીસ લક્ષણ આગલો, પુત્ર સેન એક

રૂપ શરૂપે આગલો, જાણે સંકળ વીરેક; નર સઘળા મેં નરખીયા પણ દ્રષ્ટે આવ્યો એક રાજા મન રીઝો ઘણું, પોહોતા મનના કોડ; તેને પરણાવું દીકરી, હરીએ મેળવી જોડ. પદમી કન્યા માહારી, બત્રીસ લક્ષણી જેહ; પરણાવું જો પ્રીતશું; તારે કુધે ઉઠે મેહ,

ચોપાઇ તે દિવસે ગુણકા ઘેર ગઇ, શીખ માગીને મંદીર ગઇ; હું જાને જાઉં ચપાવતી જાણ. કુંતીભોજ કુંતલનો ધણી. તેહેને જ-જઇને કેહેજો કથી. બેટી રાએની પદમાવતી; પુસ્પસેનને દેવું દાન, કરજો ઘણું ચડાવિ માન. માસ એક પેહેલાં આવજો, જાન સાથે તેડી લાવજો; શીખામણ દુતને દેઇ જાંહાં, ચંપાવતિ ગુણકા છે ત્યાં. ભાટ ચાલવા લાગ્યો જેટલે, ચંપાવતી બોલી તેટલે; સુણો તમે ચારણ ભાટ, રખે જતા એની વાત.

દોહરો ગુણ કેહે રાયે સાંભળો, કુંતીભોજશું જાણ; પુસ્પસેન અહીયાં પાઠવું, શી આપીશ મુંજને લાણ. આજ તેડાવું આંહાંને, મુંજને સોળે સણગાર; તે ઉપર ગરથ ભંડાર, પુસ્પસેન તો એ લઇ ગયા. તે મેં રાખ્યો મંદીર માંહે, તાત વચનથી વનમાં ગયા; નગર આપણે છાંના રહયા.

દોહરો સોરઠ રાજા કેહે પરધાનને, મુજ માઠી ઉપજી મત; વણ પુછે મેં મારીયો, તે અજાણે ણુવત વીખ ખાઇને હું મરૂં. કોણ કરૂં ઉપાએ; રાજાને તે મેં હણ્યો, કીધો માહા અન્યાયે. કહે પ્રધાન કાં દુઃખ ધરો, વચન દીયો ચંપાવતી હાથ; તો તેડી લાવશે રાયને, એતો સાચી વાત. ગુણકા કેહે માનું નહિ, રાજાનો વિસવાસ; કોલ દીયો જો તાતનો, તો તેડી લાવું પાસ. નહિ અગનિને શહશ ધરે, મુરખ બુધિ અજાણુ ત્રુંડો તો તે ગુણ કરે કુડો હણે તે પ્રાણ.

ચોપાઇ નરપતી કેહે સાંભળ નાર, અમસીર એ કેડો નહે ભાર; કોલ મારો જો રીશજ ધરૂં, જે માગે તે હાજર કરૂં. સત વાત કહી છે બોલ, વાંમાને દીધો છે કોલ;

દોહરો ગુણકા કેહે રાએ સંભળો, વચન રૂડી પેર; ચંપ કેરો પેટડો મે રાખયો છે ઘેર, પ્રધાન પ્રતાપે ઉગરયો. આઉશ એનું હો મોહોલ રાખ્યો માહરે; જેમ ન જાણે કોએ, શાહુ આપી ...

૧. ગુણક્ષને બહુ માન, ચાલો કુંવરને તેડવા; કુંતી ભોજ રાજન, વશણામ કરો પરધાનને. ધન ચતુરાઇ આજ, મુંજ શીર હત્યા ઉતરી; રાખી માહારી લાજ, એક વીપ્રને વાંણીયો. વળી નદીને ગામ,રાજા કહે સુણ સુંદરી; તે ગોજારો ઠામ, ઓછવ કીધો અતીઘણો.મળીયા રાણીને રાએ, પગે પાલો પરધાનશું; કુંવરકને તેજાએ, નગર પડો વજડાવીયો. ગડગડીઆં નીશાન, ચાલો રાજા તેડવા; જાચક કરે વખાણ, પુસ્પ સેન સાંમો રહી, રાજાલાગ્યો પાએ અમ ઉપર દયા કરો; કીધો છે અન્યાએ, આસનથી ઉઠી મળા. રથેબેસાડો રાએ, કેહે સાંમળશું વીનવું; નઉતમ સભા બે થાએ, મેહેલે પધારયા મહીપતા. કુંવરીને થઉં જાણ, મનમાં હરખાં માનુંની; વાગ્યાં હરખનાં બાણ, સુરકાંતી રળીઆતજ થઇ. પદમાવતીની માયે, બેજણાં વળગાં બેવડી; ભોજન કરવા જાએ, કનકથાળ હીરેજડયાં. મુંરાં શુભ આસન, જોડે બેશી જુગતશું; રાએ કીધાં ભોજન.

ચોપાઇ રાજા વળતા બોલ્યા વાંણ, સાંભળ પુસ્પતું ચતુરશું જાંણ; બળ પણામાંબાળે વેશ, કેમ નીકળા તમે પરદેશ. વળતો પુસ્પક બોલ્યો વાંણ, સુણો રાએ અમારી વાંણ; ચંપાવતી નગરીનો રાએ, ચંપકસેન મુંજ તાત કેહેવાએ.સહી કેડે સેના પરવરી, માહારે તાતે પ્રતીજ્ઞા કરી; જે કોઇ ન આવે રણમાં જાર, મારૂં તેને એક ઠાર. સઘળા લોક તે સાથે ગયા, અમો કરમ સંજોગે રહયા; રીસ કરી વીપ્ર તે જોશ, કાહાડો વનમાં ન બેસે દોશ.તાત વચનથી નીકળાયા.

દોહારો લગન લેવડા એવું રાએજી, પોહોતા મનના કોડ, મળા વશેખ ભાવીયો, જુગતા જુગતી જોડ. સાંમળભટ સાચું કહે, જેનું કરમ મોટું હોયે; માંન પાંમે મનુંશમાં, નવ ગાંજે તેને કોએ.

ચોપાઇ રાજાએ કીધી શોભાએ, આંણ વરતાવી નગરની માંએ; ભાટ ચારણને માગણ હાર, જાચક જનનો નહે પાર. પ્રધાન ફરે સહુ ઉતરે, નગર બાધું ભોજન કરે; વરરાએને સણગારીયા, સાસુજીને મન ભાવીયા.સણગારીયાછે રાજકુમાર, લગન સમે નવ લાગીવાર; દોહારો પીઠી ચોળી પદમણી, કનક કચોળા માંહે; કસ્તુરી ક-

રશનાગરે, વર સુગંધે નાહાએ. એક સુગંધ સરીરનો, બીજો પુસ્પ પુસ્પનો જેહ; ભમરા તો ગુંજાર-કરે, દેખી મોહ મોહ. માંહેર કીધું મલપતું, ચોરી નાખી ચાર: પ્રેમે પધરાવ્યાં પદમનિ, વરત્યો જેજે કાર. વાજાં વાગ્યાં અતીઘણાં, ગુણીજન ગુણ બહુ ગાએ; પરણે છે પદમાવતી, જોડ પુસ્પક રાએ. હાથ મેળાવો હેતશું, દીધું કન્યા દાન; દેશ હસ્તી, સત આપા કે કાણુ, પમ પખાળા રાયેજી, રાંણી કુંતીભોજાઇ હઇડે હસે; જેમ સાકરમાં ખીર, વરકન્યા અતી હરખશું..આરોગે કંસાર, અંગે આનંદ ઉપનો; જીત્યો સકળ સંસાર, પ્રીતે પરણી ઉઠીઆં, પામ્યા અતી ઉલાશ.

ચોપાઇ મળીછે તે જુગતી જોડ, વરકન્યાનાં પોહોતા કોડ; રાજા રાણી મનમાં ગમે, કરી હાશ વીનોદે તે રમે. એક સમે દીન જાઝા થયા, તાત માત સાંભરાં પુસ્પાવતી; કીધો શોક હઇડામાં અતી, સંભારી મનમાં શું લોચના નાર. પરણી તે મુંકી ઘરબાર, અગીયાર વરશ તેને વહી ગયાં; બાર વદશ ત્યાં જાએ વહી, અસ્ત્રી મરે તો હત્યા થાય. તેડા વીના તો કેમ જવાએ, એમ સાથે તો કીધો વીવાહે; અવનાર એનો મીથા થાએ, નીશાશે કરમાણું મુખ. નારિ મનમાં પામી દુઃખ, પગ પડીને પુછે વાત; સાચી વાત કોહોને નાથ શી ચંતાને શોકજ કરો. શા માટે તમે શોકજ ધરો, સઘળી કહી તેણે તે વાત; વણ તેડે નવ જવાએ, ચરણ થકી તો હળવો થાએ. હેવી વાત કરે જેટલે, ચંપાવતી આવી તેટલે, સઘળી ગુણકાને વાતજ કરી, એ કારણ જે દુઃખમાં ધરી. ગુણકા કેહે ત્યાં જાશું અમો, શોક મનનો ટાળો તમો; ગુણકા કેહે સાંભળો માહારાજ, ત્યાંહાં જઇને કરી આવું કાજ. રાજા કેહે તમો જાઓ ગાંમ. તો મળશે અમારૂ નામ; જે વાતે ન આવે સમો, તે વાત ઓચરજો તમો. ત્યાંહા જઇ ચેતાવો રાએ, તો હત્યા નવ મારે શીર થાઓ; ચંપાવતી ચાલી મદભરી, ગુણકા તે પંથે પરવરી. ચંપાવતીને ચંપક શુભ, ફરિ ફરીને સાંભરે પુત્ર; સાગર દુઃખ હઇડામાં ધરે, વગર ગુને કાહાડો કુર. પાપી પ્રાંણ તજશું આ ઠાર, રાજા વજીર વિચારજ કરે; માતા

૧ માહાદુખજ ધરે, નેત્રમાંથી આંસુડાં ઝરે. તેહી લાવે માહારો

તંન, ભાવટ ભાગું કેહે રાજંન; ચંપાવતી તે મારગ વહી, એક મા સે રાજા ઘેર ગઈ. કરયો દંડેરો ચારે દીસ, ગુણકાએ તવ નાખ્યું શીશ; જાઓ રાજાને મન ચંતા ઘણી, રમત નહી જુવે તનતણી. આ જ શોકાતુર છે અતી ઘણો, વનીતા તેને માનો તમતણો; ચંપાવતી જોડીને પાણ, બોલી રાજા સમીપે તે વાણ. શે કામે શોકાતુર રહો, મુજ આગળ સતજ કહો; મુલકનાં ફરનારાં અમો, ગુણકાની ત્યાં વાંણી સુણી, બોલે ચંપક પુરનો ધણી.

દોહેરો ચંપકસેન તાંહાં બોલીયો, સાંભળો ગુણકાએ; પુસ્પ સેંન એક બેટડો; તે કાહાડો છે વનમાંહે ત્રણ માસ વિતા પછે, એ ની નારી તજશે પ્રાણ; એની માએ અન તજયું, અને તજેછે દેહ. વાટ જોઉછું તેહની, જેમ બપઈઓ મેહ; ગુણકા કેહે કાં દુઃખ ધરો, અમને આપો લાણ. બે માસમાં મેળવું, તમને ચેતુરશું જાણ; વારી રાખો માતને, વારો એનિ નાર. પરધાન સાથે પાઠવો, મેળવું રાજ કુમાર; સુણતાં આનંદ ઉપન્યો, કીધા બહુ પશાએ. વાત સુણી રંગ મેહેલમાં, ગુણકા તેડી ત્યાંએ; આભુશણ બહુ આપીયાં, જે ચંતા- મણી રાએ. બાઇ બોલો ઉતાવળાં, મુજ બેટો છે કાંહાં; કુંતલપુર રળીઆમણું, કુંતીભોજ રાજંન. બેટી પરણો તેહેની, પુસ્પસેંન એ નું નામ; સાહેલીએ સાંભળયું, ચાલી વેગે જાએ. શું લોચના જયાં હાં સુંદરી, ત્યાંહાં જઇ વધાઇ ખાએ; કુશળ તાહારો કંથછે, ચં- તામણીને મેહેલ. સુણતાં આનંદ ઉપનો, થઇ રંગની રેલ; સવાલા ખતો કંચવો, હીરે જડીત જડાવ. ગુણકાને આપ્યો હશી, રાણી લાગુ પાએ; ગુણકા સાથે મોકલા, ગુણ સાગર પરધાન તેડી વેહેલા આવજો, કરજો રૂડાં કામ; શુકન જોઈને સાંચરયા. રાવત વીસ હજાર એક માસે આવીયા, કુંતલ ગામ મોજાર; જયાંહાં બેઠા જે રાએજી, તોહા ગુણકાએ દીધું જાણ.

ચોપાઇ તે વેળા ગુણકા ગઇ તાંહાં રાજસભા બેઠી છે જાંહાં; પાસે બેઠો પુસ્પકરાએ, ગુણકા જઇ વધામણી ખાએ. ચંપકનો આ વ્યો પ્રધાન, તેડાવો તેને બાજં માન; પુસ્પસેન પ્રધાનને મળા, તાપ શોક હઇડાના ટળા, સહુ સાથે પુસ્પક વરસ, નગર માંહે

ઘો પ્રવેશ,

દોહોરો ગુણસાગર કેહે રાએજી, અમને કરો વીદાએ; અમો હવે રેહેશું નહિ, એક ઘડી એક વરશ થાયે, પુસ્પસેંનને પદમાવતી, રાયે મોકલો મુજ સાથ; ફરી ફરીમાં પુછશો, અમને આઘડી વાત, એને તાતે અન તજ્યું, માતાએ તજ્યું નીર; ત્રણ માસમાં દેખે નહિ, તો નારી તજશે શરીર વાત કેહેવાની છે નહિ. હવે ઘડી નવ રેહેવા યે; સાસરવાસો સજ કરો, ઉઠો હવડાં રાએ. મોઘાં વસ્ત્ર મંગાવિયાં, શોભીતા સણગાર; અસ્વ રથને પાલખી, આપાં બહુ ભંડાર. પ્રાતશકાળે પદમણી, ગઇ જયાં છે માએ; આગના આપો માતાજી, વેહેલાં કરો વીદાએ. તારે મા આંસુભરે, તુજવણ રહુ નવ જાએ. સુખ દુખ કો આગળ કહુ, મોટી એ ચંતાએ; સો કુંવર હોય સાંમટા, બે હોયે પણ એ ઠામ. માને વાહાલી બેટડી, સોથી ગણાયે નામ; બેટી માને કહે, દુ:ખમાં ધરો અપાર. શીખ માગી સરવની, તાતની માનિ લાજ; રામા રથ ઉપર ચડી, સાધાં સરવે કાજ. પુસ્પશેન રાવત ચડયા, અંગે સજયાં હથીયાર; સસરા સાસુને નમો, સહુને કરો જુહાર. રાજા કહે ધન રાયજી, જે ધન તાહરા માત; ગુણ સાગર તો માહોરો, પણ તાહારી અદકી વાત.

ચોપાઇ પરણાંમ કરીને પાછા ફરયા, પુસ્પસેન પંથે પરવરયા; ઢોલ ધસાકા થાયે ઘણા, કટક દલની નહિ કાંઇ મણા. દિવસ કેટલા વારે થાયે, એક સમે તે વનમાં જાએ; ઉતારા કીધાયે ઠામ, સહુકો કરવા લાગ્યા કામ. રથથી રાણી ઉતરે જયાં, એક ચેટક આવી લાગ્યું ત્યાં; આકાશમાંથી આખડી, પ્રથવિ ઉપર પ્રેમદા પડી. સખાયો સરવે વીંટી વળી, શોરન બહુ છે આકાળી; સુણે નહિ આંખે નહિ જુએ, કારણ તેનું ન કળે કોય જાણે મરતુ પામી સતી, શુધ શાન નહિ એક રતિ; સાહેલીએ કીધું જાણ, જયાંહાં બેઠા હતા મહારાજ રાણી પાસે રાજા ગયા, પડાં દેખીને દુખીને દુખીયા; થયા દીવશ ત્રણ વન શોકાતુર થયા, રણમાં એની શી થાશે ગતિ. ચંતા રાયેને વાધી ઘણી, એટલે ત્યાંહાં સાંભળી જક્ષણી; હવે સમરૂ હું જક્ષણી ', મેલ દીધો છે માહારે હાથ. એમ કરીને ધ્યાનજ ધરે, જક્ષણી

ાજ મજરો ઠરે; માગ માગરે બેટા તું, જે માગે તે આપુ હું. અ-
રણીને અતી દુઃખજ થઉં, તે તો દુઃખ નવ જાએ કહું; એટલે જક્ષ
ણી ઉપર ગઇ, રાણી ઉઠી બેઠી થઇ. ચેટક તો નાહાશી ગઉં. રાણીને
ત્યાંહાં સુખજ થઉં; રાજા રાણી બે લાગાં પાએ, ફીરપા ઘણી ફીધી
ઓ માએ. સંતોખણાં સહુનાં મન, ત્રણ દહાડા કીધાં ભોજન; સેના
સરવે તતબર થાએ, ચંપાવતી નગરી ભણી જાએ. નરનારી સહુ
કરે ઉચાટ, કુંવર ન આવ્યો તે શા માટ;

દોહરો કમળ નેણની દીકરી, દુખ ધરે અપાર; શામા ચાલી
સાસરે, બોલી તેને ઠાર. સસરા સાસુજી સુણો, અમો મરશું નીરધા
ર; બાર વરસ પુરાં થયાં, ન આવો મુંજ ભરથાર. સાસુજી વારે વ-
હુને, બોલી વેંણ રસાળ; બાર વરસમાંનુન છે, દિવસ હજુ છે ચાર
આવી વધામણી આગળે નજક આવ્યો તુજ નાથ; ઘડી એકમાં
શું નીપજે, જો સનમુખ દીસે નાથ.

ચોપાઇ સંતોખાં સાસુએ નાર, પોતી પોતાને જે ઠાર; ધયાંન
તો અંબામાનું ધરૂં હોમ હવન અંબામાનું કરૂં. માતાજી ટાળો ચં
તાએ, ચાર દિવસમાં મેળો થાએ;

દોહરો આદ ભવાંની આદતું, તાહારૂ નવખંડે નામ; મહીખા
સુર મરદન કરો, ઘણાં કીધાં દેવનાં કામ. ચંડ મુંડને ચોલીઆ, દા-
નવ ફેડા ઠામઃ દાનવ મારયા તે ઘણા, મધુકઇટભનો ફેડો ઠામ, બ્ર-
હ્મા વિસ્ણું મહેશવર, ધરે તાહારૂ ધાન; આરાધું તે ઇશ્વરી, આપે
અવીચળ દાન. રૂક્ષમણીએ સ્તુતી કરી, તો તમે પ્રગટાં આપ; ત-
તક્ષણ મળા તે ક્રસણજી, તે તમારો પરતાપ. મુરખ મુખ વીદયા
વીશે, ભોગી પામે ભોગ; દુઃખીઆ જીવીને તે સુખ પામશે, રોગી
યાનો તે મટે રોગ. જુડા જાણી માવડી, ચોસઠ જોગણી સાથ; આશા
પુરો એમતણી, આદભવાની માત. નાથ મેળાવો અંબીકા, કે વની
તા માહારી પેર; સમરથ સાંમળભટતણો, આહે અપરમપાર.

ચોપાઇ એવી સ્તુતી શું લોચનાએ કરી, તુઠાં છે સુંદરીઃ સપ-
નામાં બોલાં અંબાએ, ચાર દિવસમાં આવશે રાએ. પરદક્ષણાદઇ
ચરણે નમી, વીનતાને તો વીનતી બહુ ગમી; બીજા દિવસની ચ

વી રાત, પુરપક આવ્યો સેના સાથ. નગર સમીપે આવે એમ, શાન નવનીધનાં ગડગડે; વધામણીયાએ વાંછે ધાએ, જાંહાં બેઠાં ચંપકરાએ. આવી ભાટને બોલો તે વાર, કુશળ ખેમે આવ્યા કુંર; વીપરે જઇ રાજાને કહ્યું, રાજકુંવર આવ્યા સુખ થઉં.

દોહેરો આસનથી રાએ ઉઠીયો, હરખ થયો મન માંહે; પડો વજડાવો પુરવીએ, રાજા સામા જાએ. આગળ માતા પુસ્પાવતી સાહેલી છે ચાર; પાછળથી શુંલોચના, હરખ થયો અપરમપાર. તે પાછળ પરથવીપતી, સાથે સેના અપાર; તે પાછળ વેહેવારીયો, સસરા સહુ હાર. સહુ આગળથી આવીયા, દિણસાગરના તંન; ‌ ‌ જઇ મળો રાએને, માનું બેનું મન. માતપીતા મન આનંદીયાં, પુત્ર લાગે તે પાયે; વચન હતું મુજ તાતનું, પાળું તુજ પસાએ નરપતી આવ્યા હાટમાં, પાળો થયો કુમાર; નરપતી બેટે માનથી, હઇડે હરખ અપાર. અસ્ત્રીને મળી આસાનમાં. મનની પોતી આંશ; સસરા કેરા હાથમાં. સોવરણ ભરી થાળ. સોના પુસ્પ વધાવીયાં, જમાઇને આંણી વાહાલ; બાથ બીડીને ભેટીયાં, આંણી મનમાંનેહ. શીતલ થયા રાજા ઘણું, અમરત ઉઠા મેહ; સુંદર મેહેલ સોહામણો, જોતાં પોહોતા કોડ. તાંહાં ઉતારાં પદમાવતી, શુંલોચના કેરી જોડ; આભુશણ અંગે ધરાં, ચાલી ચતુરા નાર. પદમાવતી તાંહાં આવીયાં, સાહેલી છે ચાર; સાસુને પાએ નમી, મુકીને મનનો ગરવ. વહુઅર પુત્ર ઘણા હજો, કેહે રાજ લોક સરવ; પદમાવતી તો મહેલમાં, શુંલોચના મળવા જાએ. આદર કીધો અતીઘણો, આપાં બહુ પશાયે; પદમાવતી પછે બોલીઆં, સાંભળો બેહેન સુજાણ. વાત કરો વીનોદની, બોલી અમરત વાંણ; તમને ઓચરવું ઘટે, પરથમ બોલો વાત મારો તાત વેવારીયો, તમતણો રાજાએ.

શમશા દોહેરો એકનાર આઠ ઘને અવતરી. સહુને પોતે આઠ; મહીના છાંની તે રહી, મોલે ચારે માસ. સહીએર મારી તે સલક્ષણી, તુને હોજો કુચળ કલાંણ; પદમાવતી મોહો પુછાઆં, નામે તેનું હેમાં. નારીતો સંસારમાં, રાએ રંક ઘેર જાએ; જે ઉપર કીરપા કરે, તે મરતુ બરોબર થાએ. શુંલોચના કેહે સત કહું, કોના

ટકા નામ છે તેહજી, તમેતો બાલ. રે
રામા વાત; શંગ પુરશને વશ કરે જેર
ચના કેહે. સત કહુ, તમ શામા શમશા
મુખ, ચાર પગ પણ ચાલે નહી. એક વાંસો
ઓચરે: પદમાવતી આંણે દીશ, ઘણું રૂડુ
રે ગાલ, એ નામે તેતે પામીયાં; નવતમ રૂડાં
ના. તપકરે. ઉંડાં સરોવર માંહે, પ્રાતશકાળે શોભે ઘણુ
I કીરપાએ, પદમાવતી કેહે સત કહુ. તમો નાખો ચો
હુ ત સરવથા; જે ધરપુજે જેઠ, નર એક ફરતો ફુંદડી માથે
એક, ચો ચરણ પણ ચાર નહી, અસ્ત્રીનો વાહાલો તેહ, કરઃ
તે કરમે ઓળખો. શુલોચના કેહે પરમાણુ, રેંટીગો નામ છે તેહ
સાંભળો ચતુરશું જાણ.

ચોપાઇ માંહોમાંહે વાતો કરે, ચતુરાઇશું મનડું ધરે; મારા સમ નીતે આવજો, તમો વેહુવારીઆં અમથી વડાં. પેહેલાં તમો રાજાને વરાં, શીખ દીધી તે થયાં વદાએ; આણંદ વીનોદે મોહાલે જાએ, નારી બે રહી પીઉની પાસ. કપટ નહી મન હરખ ઉલાસ પીઉ સાથે બે રંગે રમે; ત્રે જણ એકઠાં ભોજન કરે, થયો મેળાપ પીતાથી પુત્ર. રાજા ચીતમાં લે ઘર શુત્ર, દીન જાજ લાહાવો લીજીએ; એક ઠા બેઠા તાતને તંન, પ્રેમ પ્રીતે કીધાં ભોજન.

દોહોરો સાંમળભટ તે વીનવું, પુસ્પકનું આખ્યાન; ભણેગણે જે સાંભળે, તેને કીરપા કરે ભગવાન. ખોડ ન દેશો કોઇ સુજને, સ કવીનો રાંક; જાણે અજાણે મેં કહું, ખેમા કરો મુંજ વાંક. રાજા ણી જઇ મળયાં. પોહોતી મનની હામ; જે કોઇ ગાએને સાંભળે, ના અંબા પુરે કામ. હું શેવકછું અંબાતણો, સરવ કવીનો દાસ; માટ ચારણ બ્રાંમણને, નમી કરયો અભીઆસ. બુદ્ધી પ્રચંડને ચા રી, શાહશીક સુખ દાન; શમશા ચોપાઇ દોહરા, એ કથા દીન ચમાં. માંહે મળયો છે મંગળવાર. આખ્યાન સાંભળે પુસ્પ
પાસે લક્ષમી અપાર, લક્ષમીથી ગુણ હોએ ઘણાં. પુને
રથ ચાર, શરો તાજનો તમે સાંભળો; સુણતાં પોચે
ચ ગે; બોલે જેજે શ્રી રણછોરડ. ઇતી. શ્રી ર